# નવુ વર્ષ
# મોજ-મસ્તીનો સમય
# કે હિસાબ-કિતાબ નો ?




ઉર્દુ લેખક:

હઝ. મવ. ખાલિદ સૈફુલ્લાહ સા.રહમાની દા.બ.

અનુવાદક:

(મવ.) ઇમરાન અ.સત્તાર, સા.ફલાહી,કંજરી

ખાદિમ,બચ્ચોં કા ઘર,બોડેલી.

## નવુ વર્ષ મોજ-મસ્તીનો સમય કે હિસાબ-કિતાબ નો ?

અલ્લાહ તઆલાએ માણસને જે ઘણી બધી નેઅમતો આપી છે અને ઉપકાર કર્યા છે, તેમાં સૌથી મહત્વપૂર્ણ નેઅમત સમય છે. સમયની મહત્વતાનો અંદજો આનાથી પણ લગાવી શકાય છે કે, અલ્લાહ તઆલાએ સ્વંય પવિત્ર કુરઆન શરીફમાં સમયના સોગંદ ખાધા છે. અને એક સંપૂર્ણ સૂરત “વલ્ અસ્ર” ના નામથી ઉતારી છે. “અસ્ર” નો અર્થ જ જમાનો અને સમય થાય છે, પછી દિવસ અને રાતના જે વિવિધ ભાગ છે, જેના માટે અલગ-અલગ શબ્દોનું ઉચ્ચારણ કરવામાં આવ્યુ છે.જેવી રીતે સવાર,સુર્યોદય, મઘ્યાહન, સુર્યાસ્ત, સાંજ વગેરે... તો અલ્લાહ તઆલાએ પવિત્ર ગ્રથં કુરઆન શરીફમાં પણ (અલ્ નહાર) થી દિવસની , (અત્ તકવીર) થી સવારની, (અદ્ દુહા) થી મઘ્યાહનની અને (અલ્ લૈલ) થી રાતની કસમ ખાધી છે, જયારે પણ કુરઆન શરીફમાં કસમ ખાઈને જે તે વસ્તુનો ઉલ્લેખ કરવામાં આવે છે, તેનો મૂળ હેતુ તે વસ્તુની મહત્વતાને ઉજાગર કરવાનો હોય છે, કુરઆન શરીફે વારંવાર સમયની કસમ ખાઈને સમયની મહત્વતા તરફ ઘ્યાન આકર્ષિત કર્યુ છે.

પછી આ વાત પણ નોંધ પાત્ર છે કે વઘુ પડતી ઈબાદતો સમયથી જ સંબંધીત છે, સમયની સાંકળમાં જકડાયેલી છે, પાંચેય ફર્ઝ નમાઝો જે સૌથી મહત્વપૂર્ણ ઈબાદત છે, તેનુ અદા કરવું અને કઝા કરવું, સાચુ થવુ, અથવા ખોટુ થવુ, મુસ્તહબ થવુ અથવા મકરૂહ થવુ, આ બધુજ સમય સાથે જોડાયેલ છે(દરેક નમાઝનો એક મર્યાદિત સમય છે). રોઝા પણ એક એ વીજ ઈબાદત છે જેની શરૂઆત અને અંત સમયથી તે હદ સુધી જોડાયેલ છે કે તેમાં બે-ચાર મિનિટનો વધારો-ઘટાડો પણ સાંખી નથી લેવાતો, આજ સ્થિતિ અન્ય ઈબાદતો ની પણ છે.

સમયની મહત્વતાને કેમ કરીને નકારી શકાય ? જયારે કે માણસની સુટેવો અને કુટેવો, સારા અને ખરાબ કામ તથા ઈનામ (ષવાબ) અને સજા (અઝાબ) (પુણ્ય-પાપ) સૌનો સંબંધ સમયના સદ્ ઉપયોગ અને દુરૂપયોગથી છે. અલ્લાહના મહાન પયગંબર સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમનું પવિત્ર કથન છે કે, કયામત (સૂષ્ટિ વિનાશ) ના દિવસે જયાં સુધી લોકો અલ્લાહ તઆલાને પાંચ વાતોનો સ્પષ્ટ રૂપે જવાબ નહિં આપે ત્યાં

સુધી તેમને આગળ વધવાની પરવાનગી આપવામાં નહિં આવે.

૧.પોતાનુ જીવન કયા કામોમાં વિતાવ્યુ ?

૨.પોતાની જવાનીનો કેવા કામોમાં ઉપયોગ કર્યો ?

૩.માલ કઈ રીતે કમાવ્યો ?

૪.માલ કયા કામોમાં ખર્ચ કર્યો ?

૫.જે ઈલ્મ (જ્ઞાન) પ્રાપ્ત કર્યુ તેના પર કેટલો અમલ કર્યો ?

(તિરમિઝી શરીફ.૨/૬૭)

ઉપરોક્ત હદીષ શરીફ થી જાણવા મળ્યુ કે આખેરત (મરણ પછીના જીવન) નું અસલ પરિણામ સમયના હિસાબ કિતાબથી સંબંધિત છે, દુનિયામાં તો દરેક માણસ દિવસ રાત આનો અનુભવ કરતો જ હોય છે કે, સમયના દુરૂપયોગથી માણસને કેટલુ મોટુ નુકસાન ભોગવવુ પડે છે અને સમયનો સદ્ઉપયોગ માણસને સફળતાના શિખરો કેવી રીતે સર કરાવે છે, તેથી જ એક ઉર્દુ શાયરે ઘણુંજ સરસ લખ્યુ છે...

"લમ્હા ગુઝર ગયા તો સમજો સદી ગુઝર ગઈ".

હવે થોડાક જ દિવસો પછી ૨૦૨૦ પૂર્ણ થશે અને ૨૦૨૧ શરૂ થશે. ૩૧ ડિસેમ્બરની રાતનાં જયારે ૧૨:૦૦ ના ટકોરા પડશે ત્યારે ફક્ત A.M અને P.M ની ફેરબદલી નહિં થાય, પરંતુ સંપૂર્ણ એક વર્ષનો બદલાવ થશે અને એક નવુ કેલેન્ડર અસ્તિત્વમાં આવશે.

નવુ વર્ષ વાસ્તવિકતામાં બે વાતો તરફ આપણું ધ્યાન કેન્દ્રિત કરે છે (૧) **ભુતકાળનો હિસાબ-કિતાબ** (૨) **ભવિષ્યનો કાર્યક્રમ,** દરેક માણસ માટે વર્ષ દરમિયાન કરેલ કાર્યો ની ગણતરી અત્યંત જરૂરી છે અને આ ગણતરી દરેક પાસા વિશે હોવી જોઈએ, ગણતરી દુન્યવી કામોમાં પણ જરૂરી છે,જો તમે વેપારી છો, તો તમારે પોતાનાં વેપાર અંગે હિસાબ-કિતાબ કરવો જોઈએ, કે વેપાર અર્થે તમે કેટલી પ્રગતિ કરી ? જો પ્રગતિ નથી થઈ અથવા ટકાવારી ઓછી થઈ છે, તો તેના મૂળભૂત કારણો કયા છે ? શું તમારી બેદરકારી અને નિષ્કાળ' તો તેના માટે જવાબદાર નથી ને ? જો તમે કોઈ સરકારી અથવા બિન સરકારી કાર્યાલય અથવા સંસ્થામાં નોકરી કરો છો તો હિસાબ લગાવો

કે તમે તેમાં જે હોદો મેળવી શકતા હતા અથવા પોતાની ઈમાનદારી, પ્રામાણિકતા અને શ્રેષ્ઠ કાર્યનીતિ થી જે ભરોસો પ્રાપ્ત કરી શકતા હતા તેમા કેટલી હદ સુધી તમે સફળ રહયા ? આવી જ રીતે જીવનનાં દરેક વિભાગમાં આપણે પોતાની સફળતા તથા નિષ્ફળતા અને પ્રગતિ તથા અધોગતિ ની ચકાસણી કરવી જોઈએ.

માણસની કોઈપણ કામમાં પીછેહટ કરવી એ ખરાબ વાત નથી, પરંતુ ખરાબ વાત એ છે કે માણસ બેદરકાર બની જાય, તે નિષ્ફળ તો થાય પરંતુ નિષ્ફળતાના કારણો પર વિચાર-વિમર્શ તથા આત્મ ચિંતન ના કરે, તેના પગ પાછા પડે અને તેના દિલ-દિમાગ માં ફિકર કે અસર જોવા ના મળે, તે ઠોકર તો ખાય પણ તે ઠોકર તેને ઉભો કરીને આગળ વધવા માટે પ્રેરિત ના કરે, જે માણસ પોતાનાં નુકસાન ની ચકાસણી કરે છે, પોતાનાં જીવનના પુસ્તક પર નજર નાખીને પોતાની ભૂલો અને ખામીઓ શોધે છે, તેનો એહસાસ રાખે છે, તે જ માણસ ઠોકર ખાઈને પડે તો છે પરંતુ તે પાછો ઉભો થઈને પોતાના લક્ષ્ય તરફ આગળ વધવા માંડે છે. પરંતુ જે માણસમાં પોતાના હિસાબ-કિતાબની અને પોતાની ખામીઓને સ્વીકારવાની કાબિલયત અને મહારત નથી હોતી,તે કયારેય પોતાના લક્ષ્યને પ્રાપ્ત નથી કરી શકતો.

જેવી રીતે દુન્યવી રીતે પોતાનો મુહાસબો (હિસાબ-કિતાબ) જરૂરી છે, તેવી જ રીતે ધાર્મિક તથા સાંસ્કુતિક કાર્યશૈલી અને વ્યકિતત્વ બાબતે પણ મુહાસબો અને ચકાસણી જરૂરી છે કે, વ્યકિત પોતાની ઈબાદતો પર નજર નાખે કે ગયા વર્ષની તુલનામાં આ વર્ષે તેમાં વધારો થયો કે નહિં ? પોતાના લે-વેચના વ્યવહાર પર નજર નાખે કે હલાલ-હરામ અને મુસ્તહબ્બાત (પસંદ), મકરૂહાત (નાપસંદ) જે શરીઅતના સિધ્ધાંતો છે, તેમાં આપની ખામી તો નથી રહીને ? ખાસ કરીને પોતાના અખ્લાક (સારા વર્તન) ની ચકાસણી કરવી જોઈએ, માં-બાપ, પતિ પત્નિ, સંતાનો, સગા-સંબંધિઓ ખાસ કરીને ગરીબ સગા-સંબંધિઓ,કુટુંબ તથા સમાજની વિધવા મહિલાઓ, યતીમ તથા અનાથ બાળકો, મુસ્લિમ તથા બિનમુસ્લિમ

પાડોશીઓ અને કારોબાર તથા કાર્યાલયોના સહકર્મચારીઓ સાથે આપણો વર્તાવ કેવો રહયો ? આપણે તેમના માટે સહયોગી બન્યા કે વિયોગી ? તેઓ આપણાથી રાહત અને ચેન-સુકુન અનુભવે છે કે ભય અને ડર ? આપણે તેમને મોહબ્બતની ભેટ આપી છે કે પછી નફરત અને દુશ્મનીની સોગાત ? ગરઝ કે આપણે આપણા જીવનના એક એક કાર્ય (અમલ)ની ઝીણવટપૂર્વક ચકાસણી કરવી જોઈએ અને પોતે જ પોતાનો હિસાબ-કિતાબ કરવો જોઈએ, કારણ કે એક માણસ બીજા માણસથી પોતાની ખામીઓને સંતાડી શકે છે પરંતુ પોતાના થી નથી છુપાવી શકતો, તેથી જ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યુઃ તમારો હિસાબ-કિતાબ કરવામાં આવે તેનાથી પેહલા તમે જાતે જ પોતાનો હિસાબ-કિતાબ કરી લો, "હાસીબૂ-અન્ફુસકુમ્-કબ્લ-અન્-તૂહાસબૂ" (કન્ઝુલઉમ્માલ)

પછી પોતાની ચકાસણી અને હિસાબ-કિતાબના માર્ગદર્શન હેઠળ પોતાના આવતા વર્ષનો કાર્યક્રમ બનાવવો જોઈએ, જે સારા કાર્યો કર્યા છે તેને તે બાકી રાખી શકે છે ? તે સારાકાર્યો ની ગુણવત્તામાં કયાં સુધી વધારો કરી શકે છે ?કઈ કઈ કમજોરી અને ખામીઓ બાકી રહી ગઈ છે, જેને તે આવનાર સમયમાં દૂર કરી શકે છે ? જો તે સંપૂર્ણ રીતે તે ખામીઓને દૂર નથી કરી શકતો તો તેને ઘટાડવાના પ્રયત્નો કરે. દીનનો મામલો હોય કે દુનિયાનો, શિક્ષણનો મામલો હોય કે હુનરનો, વેપારમાં હોય કે નોકરીમાં, સામાજીક સંબંધની વાત હોય કે આર્થિક લે-વેચની, દરેક જગ્યાએ પ્લાનીંગ (આયોજનબદ્ધ કાર્યનીતિ) આવશ્યક છે કેમ કે આના પર જ તેની પ્રગતિ અને સફળતા નિર્ભર છે.

લોકો નવા વર્ષની ખુશીઓ મનાવે છે. પરંતુ ધ્યાન આપવુ જોઈએ કે આ મોકો ખુશી કરતા ગમી નો વધારે હોય છે, આ ક્ષણ ઉજવણી અને ખુશી મનાવવાની નહિં, પરંતુ બોધપાઠ અને શીખ લેવાની હોય છે, કેમ કે, વર્ષના વિતવાથી વય (ઉમ્ર)વધતી નથી, બલકે ઓછી થાય છે,દરેક વ્યકિત એક નિશ્ચિત ઉમર લઈને દુનિયામાં જન્મે છે તે નિશ્ચિત વયનુ એક વર્ષ ઓછુ થઈ જાય છે. તેથી જ નવા વર્ષનું આગમન બેદરકાર અને ગાફેલ લોકો માટે

ચેતવણીનો શંખ છે અને ભરનિંદ્રામાં પરોઢાયેલા લોકો માટે જાગૃતિનું એલાર્મ, નવુ વર્ષ મોજ-મસ્તી અને વૈભવીનો સંદેશ નથી, આ એવી ક્ષણ હોય છે, જેમા એક મોંમીન (ઈમાનવાળા) નુ મસ્તક એક ખુદાના દરબાર માં નમી જાય છે કે, એ ખુદા! તારો શુક્ર અને આભાર વ્યકત કરુ છું કે તે ગત વર્ષ મારી સાથે રહેનારા, મારી વયના લોકોને પોતાની પાસે બોલાવી લીધા અને મને વધુ જીવન અપર્ણ કર્યુ અને તક આપી. આ એવી ક્ષણ હોય છે જેમાં અલ્લાહ તઆલાથી આત્મરૂધ્ન સાથે દુઆ કરવામાં આવે, અને હાથ ઉઠાવવામાં આવે કે, એ ખુદા! તુ મારા ભવિષ્યને મારા ભૂતકાળથી સારૂ બનાવી દે, મારી નિષ્ફળતાઓને સફળતાઓથી બદલી દે, મને સફળતાના શિખરો સર કરાવ, ખાસ કરીને તે મુસલમાન જે અલ્લાહ તઆલાથી ગાફેલ થઈ જીવન વિતાવી રહયા છે અને દુનિયાની મોંહમાયામાં સપડાયેલ છે અને તેની સજા મેળવી રહયા છે, તેમણે આ પુષ્ઠભૂમિ(Back ground)માં ઈસ્લામી દુનિયા અને પવિત્ર જગ્યાઓની હિફાઝત અને સલામતી અંગે ખૂબ દુઆ કરવી જોઈએ.

પરંતુ અફસોસ અને હજાર વખત અફસોસ ! કે બોધપાઠ અને શીખામણની ક્ષણને આપણે ઉજવણી અને વૈભવની ક્ષણ બનાવી દીધી, પોતાને અને ખૂદાને ભુલવાની ક્ષણ બનાવી દીધી, આ મોકા પર નાચ-ગાનની મેહફીલો સજાવવામાં આવે છે, બાગ-બગીચાઓ અને ફરવાલાયક સ્થળો પર ખુલ્લેઆમ અભદ્રતાના દ્રશ્યો જોવામાં આવી રહયા છે અને જે વિચિત્ર તથા અશ્લિલ કાર્યો પર એક સમયે પૂર્વ દેશના લોકો પશ્ચિમદેશના લોકોને શરમ અપાવતા હતા આજે ખુદ પૂર્વ દેશના લોકો તેવા અભદ્રકાર્યોની હરીફાઈમાં પશ્ચિમ દેશના લોકો કરતા આગળ વધવા દોડ લગાવી રહયા છે, શું સજજન માણસો માટે ખૂલ્લેઆમ આવા વિચિત્રકાર્યો કરવા, દારૂપીવુ તથા નાચ-ગાનની મહેફીલોમાં શામેલ થવું શોભાપાત્ર છે ?શુ મુસલમાનો માટે આ સમય પોતાને ભૂલી જવાનો અને ખુદા થી ગાફેલ થવાનો સમય છે ? જે કોમનો પેહલો કિબ્લો (મસ્જિદે અકસા) તેમના હાથથી નિકળી ગયો હોય અને શત્રુઓના સકંજામાં આવી ગયો હોય, ઈસ્લામીક દેશોના અંદર સુધી

દુશ્મનોનો પગપેસારો થઈ ગયો હોય, જેમની મસ્જિદને કોઈપણ દલીલ અને ન્યાય વિના ધરાશાયી કરી દેવામાં આવી હોય, ***અને પ્રબળ તથા સચોટ પુરાવાઓ હોવા છતા ફક્ત આસ્થાની બુનિયાદ પર સત્તાના જોરે મસ્જિદની જગા પર મંદિરના નિર્માણની અનુમતિ આપવામાં આવી હોય, તેમની જ જન્મભૂમિ પરથી તેમને દેશનિકાલ કરવાના આયોજન બદ્ધ પ્રયાસો કરવામાં આવતા હોય, જેમના એકલ-દોકલ નિઃસહાય માણસોની હથિયારબંધ ભીડ દ્વારા હત્યાઓ કરવામાં આવતી હોય, દેશબંધુઓમાં પ્રેમ-મોહબ્બતની લાગણીઓનો સત્યાનાશ કરી નફરતના બીજ વાવવામાં આવતા હોય અને વાતાવરણને ડહોળુ કરવાના ષડયંત્રો રચાઇ રહ્યા હોય. (અનુવાદક)***
તેવા સંજોગોમાં મુસલમાનો માટે નવુવર્ષ શું ઉજવણીની શરણાઈઓ અને ખુશીના ઢોલક વગાડવાનો મોકો છે? કે પછી જાગૃત થવાનો ? "ફઅ્તબીરૂ યા ઉલીલ્ અલ્બાબ" "અકકલ અને સમજ રાખવા વાળાઓએ બોધપાઠ લેવાની જરૂર છે".

(સમાપ્ત.)